# A BRIEF SKETCH

OF THE

# IRISH PRESBYTERIAN MISSION

# IN GUJARAT AND KATHIAWAR.

ગુજરાત તથા કાઠીઆવાડ પ્રાંતમાં

# ઐરિશ મિશનના કામનું

# સંક્ષેપરૂપી વર્ણન.

રે૦ આર૦ ગિલેસ્પીએ જુબીલીમેળા સારૂ
તૈયાર કીધેલું.

સુરત:
મિશન છાપખાનામાં છપાયું.

ઈ. સ. ૧૮૯૧.

# ગુજરાત તથા કાઠીઆવાડ પ્રાંતોમાં ઐરિશ મિશનના કામનું સંક્ષેપરૂપી વર્ણન.

**સુચના:—**

ગયા મહિનામાં આણંદ સ્ટેશને મિશનની જુબિલીસભા થઈ હતી. તેમાં "મિશનનો ઇતિહાસ" એ વિષય સબંધી મારે ભાષણ કરવું પડયું. ભાષણ કરી રહ્યા પછી કેટલાએક ભાઇઓને એવું લાગ્યું કે જો તે છપાઈને પ્રગટ થાય તો સારૂં, ને તેવી ભલામણ તેઓએ મને તે પ્રસંગે કરેલી, તે તેમની વિનતી માનીને તથા તેમની દર્શાવેલી ઇચ્છાને અનુસરીને, નિચેનું વૃત્તાંત મંડળીઓની સેવામાં મૂકું છું. R. Gillespie.

જે વિષય વિષે મને આ પ્રસંગે બોલવાનું ફરમાવેલું છે તે ઘણો વિશાળ છે ને જો વિગતબંધ બોલીએ તો ઘણો વખત જાય એટલુંજ નહિ, પણ કદાચ સાંભળનારાઓને થાક લાગે માટે એવું ન કરતાં ફકત મુખ્ય વાતો મેં કહી દેખાડવાનું ધારયું છે.

આ દેશમાં પ્રતિવાચક મંડળીથી ૧૭૦૫ માં મિશનનું કામ આરંભવામાં આવ્યું, પણ તેનું માન વિલાયતની કોઈ પણ મંડળીનું નથી. તે ડેનમાર્કના રાજાની પૂરી મદદથી થયું. મદ્રાસની દક્ષિણ દિશાએ તે રાજાના તાબામાં એક નાનું સરખું સ્વસ્થાન હતું, તેમાં એક વખતે મોટું હુલ્લડ થયું કે જેમાં એક માણસ તથા તેનો પુત્ર કતલ થયા હતા. મરનાર ધણીની વિધવાએ સહાયતા પામવાની આશાએ પોતાના સ્વદેશના રાજાની અરજી કરી. તે અરજી રાજાના મનમાં બરાબર ઉતરી, ને લાચાર રાંડીરાંડની તથા હિંદુસ્થાનમાંની તેની મૂર્તિપૂજક પ્રજાની દયા આણીને તેણે તે બાઇની વિનંતિ મંજુર કરી એટલુંજ નહિ, પણ જે તેની પ્રજા મરણની છાયામાં બેઠેલી હતી ને, આ કાળ વિષે તો શું, પણ આવનારે કાળ સંબંધી કેવળ નિરાશપણામાં દહાડા કહાડતી હતી, તેમના આત્મિક કલ્યાણને અર્થે તે દયાવાન રાજાએ કાંઈ કરવાનું કરાવવાનું ઠરાવ્યું. જે ઉપાય તેને સુઝ્યો તે સહુથી ઉત્તમ હતો એવું આપણે માનીએછીએ. પોતાના ખાસ પાદરી સાહેબને બોલાવીને તેને હુકમ કર્યો કે કેટલાક માણસોને શોધી કહાડો કે તેમને મારી તરફથી મિશનેરી ઠરાવીને મારી મૂર્તિપૂજક પ્રજામાં તારનારની વધામણી પ્રગટ કરવાને માટે હું તેઓને મોકલું. તે વખતે તે પાદરી સાહેબે બહુ તજવીજ કરી પણ તેનું કાંઇ વળ્યું નહિ, ને છેવટે હારીને રાજાને કહેવું પડયું કે "આપના દેશમાં કોઇ મળતોજ નથી, મને મોકલો" તે વાતની રાજાએ ના પાડી તેને પરદેશમાં તપાસવાનું ફરમાવ્યું ને થોડીવારમાં એવું બની આવ્યું કે જર્મનીની એક પાઠશાળામાં બે જુવાનો વિદ્યાભ્યાસ કરતા હતા તેઓ જવાને કબૂલ થયા ને મોકલાયા પણ ખરા, ને એ પ્રમાણે ૧૭૦૬ માં ટ્રાનક્યેબારમાં પહેલું મિશન સ્ટેશન સ્થાપન થયું. ત્યાંના અધિકારીઓ ઉલટા હતા ખરા, પ્રભુના [illegible] નાખ્યા ને તેમની સત્તાવાળા વિરોધ થઈ, પણ પ્રભુએ

કહ્યું છે, "તું પાણીઓમાં થઈને જઈશ, ત્યારે હું તારી સંગાતે; ને નદીઓમાં તારે તેઓ તને બુડાવનાર નહિ; આગ મધ્યે તું ચાલીશ ત્યારે તને તે નહિ લાગશે ને આંચ તને નહિ બાળશે, કેમકે હું પ્રભુ તારો દેવ, ઈસ્રાએલનો પવિત્ર તારો ત્રાતા," પોતાના તે વચન પ્રમાણે તેમની સાથે તે હતો, ને તેમને બચાવીને તેઓની હસ્તક ઘણું કામ કરાવ્યું. ઘણાજ લોક બાપ્તિસ્મા પામ્યા, મંડળીઓ બંધાઈ, ને પ્રભુના કામનો મજબૂત પાયો નંખાયો એવું દિસવા લાગ્યું, પરંતુ આગેવાનોએ મહા મોટી ભૂલ કરી, એટલે જ્ઞાતીભેદનો પ્રવેશ તેઓએ ખ્રિસ્તી મંડળીઓમાં થવા દિધો ને તેના અભિમાનરૂપી ઝેરથી—તેની મોટી અસરથી—ઘણો બગાડ થયો, આગળની આશાઓ પૂરી ન થઈ પણ તેને ઠેકાણે પ્રભુના કામને મોટી હાનિ પોહોંચી. તે ઉપરથી આપણે શીખામણ લેવી જોઈએ ને વળી આ મિશનમાં લીધી છે એમ કહીએ તો ચાલે. ખ્રિસ્તે ઠરાવ્યું છે તે કરતાં મંડળીનું બારણું વત્તું સાંકડું તેમજ વત્તું મગતું કરવું નહિ, જો કરીએ તો જેમ દક્ષિણમાં થયું તેમજ આ ણે હિયાં થશે. જગતના રીવાજો—તેના ખોટા, વખોડવા-જોગ ધારાઓ પ્રભુની પવિત્ર મંડળીમાં દાખલ થશે ને જેમ સોમલના એકજ તોલાથી ૧૦૦ મણ ખીચડું બગડીને મોત ઉપજાવનારૂં થઈજાય તેમ જાતિભેદ રાખવાથી આપણામાં શાંતિસમાધાનનો નાશ થાય; ભાઈભાઈઓમાં અરસપરસનો પ્રેમભાવ જે હોવો જોઈએ તે કોઈ પણ દહાડે દેખાય નહિ, જતે દિવસે આપણાં સઘળાં કામ પર પાણી ફરશે, ને મંડળીનું મોત—તેનો પૂરો સત્યાનાશ થયા વિના રહેશે નહિ.

આઠ વર્ષ પછી, એટલે ૧૭૧૪માં બે પાદરીઓમાંનો એક, ઝીગેનબાગ કરીને, રજા લઈ સ્વદેશ પધાર્યો, તે દરમિયાનમાં તેના કામ વિષેની ખબર વિલાયત પોહોંચી હતી. માટે તે ત્યાં ગયો ને ઈશ્વરકૃપાથી કોઈ કોઈ મોટા લોકોએ તેને તથા તેના કામને સારો આશ્રો આપ્યો. તેઓમાં વિલાયતનો રાજા, જાર્જ પહેલો, તેનો પાટવી કુંવર જેને પ્રિન્સ ઑફ વેલ્સ કહેછે, ને બે ત્રણ અધ્યક્ષો, એવાઓનાં નામ તરતાં આવેછે. તે દિવસથી મિશનના કામને માટે ઇંગ્લન્ડમાં ઉધરાણાં થતાં લાગ્યાં, ને કોઈ કોઈ ધાર્મિક માણસોના મનમાં એવું ઠસી જવા લાગ્યું કે તારનારે કહ્યું, "આખા જગતમાં જઈને સર્વ માણસોને સુવાર્ત્તા પ્રસિદ્ધ કરો," એ તેનો છેલ્લો હુકમ અમલમાં આણવો જોઈએ. ને પ્રભુને જેઓ નથી જાણતા ને તેની જીવનદાયક વાતો નથી સમજતા તેઓ સંબંધી મારે માથે જે ફરજ છે તે કોઈ પણ રીતે એ હમારે બજાવવી જોઈએ. પણ ૧૭૮૮ સુધીમાં ઇંગ્લન્ડથી કોઈ મિશનરી સાહેબ આવ્યો નહતો. તે વર્ષે એક ક્લાર્ક સાહેબ કરીને આવ્યો પણ બેત્રણ વર્ષની અંદર કાંઈ કારણથી તે પાછો સ્વદેશ જતો રહ્યો. ત્યાંસુધી ખ્રિસ્તી લોકોમાં મૂર્તિપૂજક વિદેશીઓ મધ્યે સુવાર્ત્તા પ્રગટ કરવા વિષે

કંઈ વિશેષ ભાવ કે આતુરતા કે આત્મિક ઇચ્છા હતીજ નહિ, તેનું કારણ એટલુંજ કે તે દેશમાં તે સમયે ધર્મનાં વાનાં વિષે લોકો તથા મંડળીઓ અધમુઆં જેવાં હતાં, પણ પ્રભુએ મંડળીઓમાં કેટલાએક ધાર્મિક પુરૂષોને ઉભા કીધા, ને પોતાનો આત્મા રેડીને તેમની હસ્તકે તેના ભક્તોના મનમાં પોતાનું કામ તાજું કરયું, ને તેનું પરિણામ એવું નિકળ્યું કે જે કૃપા તથા આશીર્વાદ તેઓને પ્રાપ્ત થયાં હતાં તેની પ્રાપ્તિ બીજાઓને કરાવવાને માટે તેઓ ઉમંગ તથા હોંસ રાખવા લાગ્યા. અને ૫૦ વર્ષની મુદ્દતમાં જુદી જુદી મંડળીઓથી મિશનનું કામ સરૂ થયું, જેમકે ૧૭૯૬ માં ગ્લાસગો મિશનેરી તથા સ્કૉટીશ મિશનેરી સોસાઇટીઓ: ૧૭૯૮ માં ચર્ચ મિશનેરી સોસાઇટી; ૧૮૧૩ માં ધી વેસ્લીઅન સોસાઇટી; ૧૮૧૭ માં સુવાર્તા પ્રગટ કરનારી સોસાઇટી; ૧૮૨૯ માં ચર્ચ આફ સ્કૉટલન્ડ બોર્ડ, ને તેઓ શિવાય કેટલાક બીજી સોસાઇટીઓ સ્થાપન થઇને આ દેશમાં ઉપદેશકોને મોકલવા લાગી. તારસુધી ઐરિશ પ્રેસ્બિટેરિયન મંડળીએ મિશનના કામમાં કાંઈ ભાગ લીધો નોહતો. તે મંડળીમાં બે વિશેષ વિભાગ થયા હતા ને તે બેહુમાં કઈ કઈ ભારે વાતો સંબંધી તફાવત ને વિરૂદ્ધતા પણ હતી, ને વળી તેની સાથે એકમાં ધર્મના મૂળમતો વિષે ભ્રષ્ટ વિચાર ઉત્પન્ન થયા હતા, ને તેણે કરીને ઘણી જગ્યાઓમાં મંડળીઓ નામમાં જીવતી છતાં મુએલી જેવી હતી. પણ જેમ અગાઉ ડેનમાર્કમાં, જર્મનીમાં, તથા ઇંગ્લન્ડમાં પ્રભુએ પોતાના કામ તથા મહિમા સંબંધી લોકોને તાજા તથા હોંશીલા કીધા હતા તે પ્રમાણે આપણી માતુશ્રી સરખી મંડળી પર તેણે દયા દેખાડી કેટલાક આત્મિક શૂરવીર એવા ખરેખરા ને સત્યને કાજે એવા આસ્થાવાન તથા હિમ્મતવાન ઉભા કર્યા કે તેમના પ્રતાપથી થોડીવારમાં તે ભ્રષ્ટ મતો રાખનાર માણસો મંડળીમાંથી દૂર થયાં; બેહુની વચ્ચે શાંતિસમાધાનનો કરાર કરાયો, ને ત્યાર પછી બેનો નહિ, પણ એકજ મંડળીનો દેખાવ માલુમ પડયો. પ્રભુએ તેમને મેળવી દિધી ને તેણે જે જોડયા તે માણસોએ જુદા ન પાડવા. તારપછી અસલ બે મંડળીઓનાં જુદાં જુદાં નામ પડતાં મુકાવાં ને તેમને ઠેકાણે એકજ નામ એટલે જેનર્લ આસેમ્બલી, અથવા સાર્વલિક મંડળી, રાખવામાં આવ્યું. તેમની પહેલી સભા ૧૮૪૦ ના જુલાઇ મહિનાની ૧૦મી તારીખે ભરાઈ, ને તેજ દિવસે આ મિશનના પહેલા બે મિશનેરીઓ ઠરાવવામાં આવ્યા. તેમનાં નામ રે૦ જેમ્સ ગ્લાસગો તથા રે૦ આલેક્ષાન્ડર કેર હતાં. આગષ્ટ માસની ૨૯ મી તારીખે તેઓ સાહેબો, તેમનાં મડમો સુધાં, આ દેશમાં આવવાને માટે બેલફાસ્ટ શાહેરથી નિકળ્યાં. તે વખતે એટલી લાંબી મુસાફરી કરવી તે મહામુસ્કેલ કામ હતું. હમણાં બૂમધ્ય સમુદ્ર તથા લાલ સમુદ્ર થઇને આગબોટો એક માસની અંદર આવી પોહોંચેછે, પણ તે

સમયમાં એવી કંઈ સગવડતા ન હતી. વહાણને વિલાયતથી મુંબાઈ આવતાં ૪થી તે ૬ માસ સુધાં લાગતા હતા, ને માર્ગે વારંવાર એટલી બધી મુસીબતો વેઠવી પડતી હતી કે, જેથી આજના મુસાફરી કરનારાઓ આશ્રે બિલકુલ મુક્ત થયા છે ઈશ્વરકૃપાથી તેઓ સાહેબો ૧૮૪૧ના ફેબ્રુઆરી માસની ૨૬ મી તારીખે મુંબાઈ બંદર ઉતર્યા, ને જે શુભ કામ કરવાને સારૂ તેઓએ સ્વદેશનો ત્યાગ કીધો હતો તે ચલાવવા વિષેની ગોઠવણી ત્યાંના નામાંકિત પાદરી ડાક્તર જાન વિલ્સન સાહેબની સાથે કરવા લાગ્યા. મુંબાઈમાં બેત્રણ મહિના રહીને કાઠીઆવાડના મુખ્ય શહેર રાજકોટમાં મિશનસ્ટેશન રાખવાની પરવાનગી સરકાર તરફથી મેળવી. પછી વિલ્સન સાહેબને સાથે લઈને રાજકોટ જવા નિકળ્યા, ને જુન માસની ૩ જી તારીખે તેઓ સલામત ત્યાં પોહોંચ્યા. એમ રીતે ઐર્લાન્ડમાંની આપણી મંડળી તરફથી પહેલા બે પાદરી સાહેબો આ દેશમાં આવ્યા.

હવે પહેલાંથી આજ સુધાં આપણા કેટલા મિશનેરીઓ આવ્યા છે તે જોઈએ. બેની વાત તો થઈ. તેમના રાજકોટ પોહોંચ્યા પછી બે મહિનાના અરસામાં એક અતિ ખેદકારક બનાવ થયો, એટલે કેર સાહેબ તાવના દરદથી મરણ પામીને આકાશમાં પોતાના તારનારની પાસે ચાલ્યો ગયો ને ગ્લાસગો સાહેબ બીચારો એકલો પડ્યો. તેનો છેલ્લો કાગળ વિલાયત મોકલ્યો તેમાં કેર સાહેબે લખ્યું હતું કે "આ કાઠીઆવાડ પ્રાંતમાં છ પાદરીઓ આવીને રહે ત્યાં સુધી મિશનના કામનો સારો આરંભ થયો છે એમ ન કહેવાય," વાસ્તે. તેના મરણના સમાચાર વિલાયત પોહોંચ્યા ત્યારે આ તેની છેલ્લી ભલામણ આકાશવાણીતરીકે માનીને બીજા ચારને મોકલવાને મંડળીએ ઠરાવ્યું, ને તે ઠરાવ મુજબ ૧૮૪૨ માં મન્ટગમરી સાહેબ, આદમ ગ્લાસગો સાહેબ, મફી સાહેબ તથા સ્પીર્સ સાહેબ ઠરાવાયા ને મરનારની દર્શાવેલી ઈચ્છા પૂરી થઈ. ત્રણ વર્ષ પછી વાલેસ સાહેબ આવ્યો ને તારપછી દસ વર્ષ સુધી કોઈ આવ્યો નહિ, ત્યારે ૧૮૫૫ માં મુર સાહેબ આવ્યો, ત્યાર બાદ નવ વર્ષ વિત્યા પછી, એટલે ૧૮૬૪માં ડિક્સન સાહેબ તથા વેલ્સ સાહેબ આવ્યા; ૧૮૬૫ માં બીટી સાહેબ આવ્યો; ૧૮૬૬ માં રે સાહેબ આવ્યો; ૧૮૬૮ મેકમેંડી સાહેબ તથા હું પોતે આવ્યા; ૧૮૭૪ માં શિલીડી સાહેબ તથા ગ્રીન સાહેબ તથા લ્યુઈટ સાહેબ આવ્યા; ૧૮૭૭ માં ટેલર સાહેબ આવ્યો; ૧૮૮૧ માં આસબર્ન સાહેબ આવ્યો; ૧૮૮૩ માં સ્ટીલ સાહેબ તથા રેકોટ સાહેબ આવ્યા; ૧૮૮૪ માં બોઈડ સાહેબ આવ્યો; ૧૮૮૬ માં સીંક્લર સાહેબ તથા મેકાનલીસ સાહેબ આવ્યા; ૧૮૮૯ માં હેન્ડરસન સાહેબ આવ્યો ને છેવટે ગયા વર્ષમાં બ્લેર સાહેબ આવ્યો. એ પ્રમાણે પહેલાંથી આજ સુધાં ૨૫ મિશનેરીઓ તમારામાં સુવાર્ત્તા પ્રગટ કરવાનું કામ કરવા સારૂ આ દેશમાં આવી ચુક્યા છે.

ને મરનાર ટેલર સાહેબનું નામ ઉમેરીએ તો ૨૯ થાય. તેનું આવવું આપણામાં એ રીતે થયું કે ૧૮૧૫ થી ૧૮૫૯ સુધી લન્ડન સોસાઇટીએ ગુજરાતમાં કામ ચલાવ્યું હતું પણ તે વર્ષે તે સોસાઇટીએ આ પ્રાંત મુકી દેવાનું ઠરાવ્યું એટલામાં ટેલર સાહેબ, જેનું નામ આપણી બધી મંડળીઓમાં અમર થયું કહેવાય, તે આ મિશનમાં દાખલ થયા ને સ્વર્ગવાસી થયા ત્યાં સુધી આપણામાં રહીને ઇશ્વરમહિમાને અર્થે સ્તુતિપાત્ર કામો ઘણાં કર્યાં. પચાસ વર્ષમાં ૨૯ ઉપદેશકો આવ્યા તે બહુ ન કહેવાય તે તો સાચું તો પણ તે દિવસની વાત આજની વાતની સાથે સરખાવતાં આપણને સાફ પ્રમાણ થાયછે કે જેમ પ્રભુથી મિશનનું કામ સરૂ થયું તેમ તેનાથીજ—તેની મદદથી તે આજ લગી ચાલ્યું છે, ચાલેછે, ને ચાલશે. જોકે અધુરાપણાથી ને ઘણી અબળતાથી પ્રભુના દાસોથી, અને તેને લીધે, તમારા દાસોથી કામ કરાયું છે તો પણ દયાળુ પરમેશ્વરના આશીર્વાદથી જે મજુરો થઇ ગયા તેઓનું કામ નિષ્ફળ થયું નહિ. તે જ્ઞાની સ્થાપિઓએ મંડળીનો ખરો પાયો નાંખ્યો ને આજ સુધી રહેલા હમો તે પર જે આત્મિક ઇમારત રચવાનું કરીએછીએ તેની શોભા, અગર જો કેવળ અપૂર્ણ છે, તો પણ હમ સર્વેનાં મનમાં ખાત્રીપૂર્વક નિશ્ચય છે કે હમે ફતેહ પામવાના, કારણ કે પ્રભુ હમારી સાથે છે ને તે સર્વે જગ્યાઓમાં હમોને જય પમાડશે. "એ માટે, મારા પ્રિય ભાઇઓ, તમે સ્થિર તથા દૃઢ તથા પ્રભુના કામમાં સદા તત્પર થાઓ, કેમકે તમે જાણોછો કે તમારૂં કામ પ્રભુમાં નિષ્ફળ નથી." "તમારા પિતૃઓ, એઓ ક્યાં છે? ને ભવિષ્યવાદીઓ, શું તેઓ સદા જીવે છે? ના, મરણને લીધે તેઓથી ટકાયું નહિ, ને એજ પ્રમાણે હમારામાં પણ થયું છે. ને સઘળા જે આવ્યા તેઓમાંના ફક્ત ૧૫ જણ હયાત છે ને વળી તે ૧૫ માંના હાલમાં ફક્ત ૯ કામદારો રહેલા છે. એવું સાંભળવાથી તથા જાણવાથી આપણ સહુનાં મનમાં દલગીરી ઉત્પન્ન થયા વિના રહેતી નથી, પરંતુ નિરાશ થવાનું કાંઈ કારણ નથી—જરા પણ નથી. મિશનનું કામ મરનાર માણસને આધારે રહેતું કે ચાલતું નથી, પણ સનાતન પ્રભુ જે ગઇ કાલે તથા આજે તથા સર્વ કાળ લગણ એવો ને એવોજ છે, તેનાથીજ થાયછે, ને મંદવાડના કારણથી કે કાળાંતરે જેઓનું ધાવન પૂર્ણ થયું છે તેઓને જો તે પોતાની પાસે બોલાવી લે તો તેમને ઠેકાણે બીજા ઘણા મજુરોને પોતાની ફસલમાં મોકલવાને શક્તિવાન છે, ને તેઓને મોકલશેજ મોકલશે. મંડળીનો શીર તથા ધણી ખ્રિસ્ત સદા જીવતો રહેછે, ને જો તેના દાસો તેમના કારભારમાં વિશ્વાસુ જણાય જો થોડીજવાર આ બે પ્રાંતોમાં તો શું પણ આખા ભરતખંડમાં તેના મહિમાનું રાજ્ય પ્રબળ થઇને સ્થાપન થએલું દેખાશે.

મિશન સ્થાપતી વખતે ગુજરાતમાં કામ ચલાવવાનો ઇરાદો ન હતો. કાઠીઆવાડમાં રહીને કામ કરવું એવો તે દહાડે ઠરાવ હતો. તે પ્રમાણે જ્યારે ૧૮૪૩ના જાન્યુઆરી માસની ૩૦મી તારીખે રાજકોટમાં પહેલી વડીલ સભા ભરાઈ ત્યારે સભાસદોએ સ્ટેશનો વિષેની ગોઠવણી કરી, ને એવો ઠરાવ થયો કે જેમ્સ ગ્લાસગો સાહેબ તથા તેનો ભાઈ રાજકોટમાં રહે; મકી સાહેબ ગોઘામાં રહે, ને મન્ટગમરી સાહેબ તથા સ્પીર્સ સાહેબ પોરબંદરમાં રહે, ને ત્યારપછી તે જગ્યાઓમાં જઈને ઠરાવેલા સાહેબોએ પોતપોતાનું કામ સરૂ કર્યું. રાજકોટમાં મિશનેરી સાહેબો કાંપનો એક બંગલો ભાડે રાખીને તેમાં રહેતા હતા, પણ પલટણના અધિકારીઓને ઘર જોઇતું હતું માટે તેમાંથી કાયદા મુજબ તેઓને નિકળવું પડ્યું ને ત્યાં બીજો બંગલો ન મળવાના કારણથી તેઓ જુનાગઢ જઇ રહ્યા. તે મુકામમાં તેઓ કદાસ ચાર કે પાંચ મહિના રહ્યા હશે ને તે દરમિયાનમાં તેઓએ એક અંગ્રેજી સ્કુલ કહાડી ને તેમની શક્તિ પ્રમાણે શહેરના લોકોને સુવાર્તા પ્રગટ કરી. બંગલાની હરકત તો થઈ પણ તેથી એક વાતમાં લાભ થયો, એટલે મિશનેરીઓને રહેવા સારૂ મિશનબંગલાઓ બંધાવવાનો ઠરાવ થયો ને તે ખાસ કામને માટે વિલાયતમાં એક ફંડ ઉભું કરવામાં આવ્યું. ત્રણ બંગલા કરવાનો ઠરાવ હતો, એક રાજકોટમાં, એક ગોઘામાં, ને એક પોરબંદરમાં. બે બંધાયા, ગ્લાસગો સાહેબે રાજકોટનો, ને મકી સાહેબે ગોઘાનો બાંધ્યો. પોરબંદરનો ન થયો તેનું કારણ કહુંછું. પાદરી સાહેબો ત્યાં રહેવા ગયા ત્યારે રાણા સાહેબ તેમના વગનો દેખાયો પણ આગળ જતાં તે ખરેખરો ઉલટો થયો. ઉલટાઈનું મુખ્ય કારણ એટલું કે અબદુલ રહેમાન, જેને આપણે સુરતનો મુનશી સાહેબ કહીએછીએ, તે મુસલમાન ધર્મ મૂકીને ખ્રિસ્તી થયો, ને ૧૮૪૩માં, અક્ટોબરની ૮મી તારીખે બાપ્તિસ્મા પામીને આ મિશનની દેશી ખ્રિસ્તી મંડળીનો પહેલો સભાસદ થયો. મુનશી સાહેબની પછવાડે આસ્રે તેના કુટુંબનાં બધાં માણસો વિશ્વાસી થયાં. તેઓમાંના કેટલાએક વિશ્વાસમાં મરણ પામ્યા છે, ને પ્રભુ બાપની દયાથી મુનશી સાહેબ પોતે, બાઈ સાહેબ, તેમની બે દિકરીઓ એટલે આપણી પ્રિય બહેન આશાબાઈ તથા મીસીસ ધનજીભાઈ, ને તેમનો એક દિકરો હજી હયાત છે ને તેમની શક્તિ પ્રમાણે પ્રભુનું કામ કર્યા કરેછે. તે કુટુંબથી તારનારનો મહિમા વિશેષ થયો છે એમાં શક નથી, ને હાલ તેઓમાંનાં જેઓ જીવેછે તેઓ પર પરમ દયાળુ પરમેશ્વરનો આશીર્વાદ હોજો. ઘડપણના દિવસોમાં તેમને માથે કૃપા તથા શાંતિ થાઓ, એવી આપણ બધાની ઇશ્વર પાસે વિનંતિ છે.

પોરબંદરમાં લોક ધર્મ કબૂલ કરવા લાગ્યા તે જોઈને રાણાસાહેબ ને તેના કારભારીઓ પૂરા નારાજી થયા, બંગલાને માટે જમીન આપવાને ના કહી, મિશન સ્કુલમાં છોકરાંને આવવાને સખત મના કરી, ને મિશનેરીઓને એટલી હરકત પાડી કે ત્યાંથી નિકળવાનો વિચાર તેમના મનમાં ઉત્પન્ન થયો. તેવામાં લન્ડન સોસાઈટીએ સુરત સ્ટેશન છોડી દેવાનો ઠરાવ કર્યો, અને આપણી મંડળીની સાથે યોગ્ય બંદોબસ્ત થયા પછી, મન્ટગમરી સાહેબ તથા સ્પીર્સ સાહેબ બન્ને ૧૮૪૫ ની આખરે કે ૧૮૪૬ ની શરૂઆતમાં ત્યાં રહેવા ગયા. ત્યાર સુધી જે જે કામ થયું હતું તે ધ્યાનમાં લઈએ. છ પાદરીઓ આ દેશમાં આવ્યા હતા; રાજકોટમાં તથા ગોધામાં બંગલાઓ બાંધવામાં આવ્યા હતા, ને વિશ્વાસનું એક નાનું સરખું ઘર પણ બંધાયું હતું, એટલે રાજકોટમાં ને પોરબંદરમાં નાનાં મોટાં મળીને આશરે ૧૯ કે ૨૦ માણસ મંડળીમાં દાખલ થયાં હતાં. ત્યાર સુધીમાં ગોધા સ્ટેશનમાં કોઈ વિશ્વાસી થયો નહોતો એવું મને લાગેછે, ને સુરતમાં આપણા કામદારો આવ્યા ત્યારે જો કે ત્યાં ૩૦ વર્ષ સુધી કામ ચાલ્યું હતું તો પણ મંડળી જેવું કાંઈ હતું નહિ. મેં એવું સાંભળ્યું છે કે ફ્લાર્કસન સાહેબ ત્યાંથી નિકળ્યો ત્યારે પોતાના પગની ધૂળ ખંખેરીને નિકળ્યો. ત્યાંના લોક બહુ આડા ને સખત માલમ પડ્યા હતા, ને હાલમાં જે મંડળી તે શહેરમાં છે તેની આશા તે વખતે થોડીજ હતી. પણ એવું થયું કે બીજા માણસોએ મહેનત કરી ને હમે તેમની મહેનતમાં પેઠા; બીજાઓએ વિશ્વાસથી વચનરૂપી બી વાવ્યાં ને તેનું ફળ હમારા હાતમાં આવ્યું છે. તેને માટે પ્રભુના નામની સ્તુતિ હો. પ્રભુ પત્થરોમાંથી સન્તાન ઉપજાવવાને શક્તિવાન છે ને હાલ સુરતની મંડળીમાં ૨૮૨ ખ્રિસ્તીઓ છે ને ત્યાંની મંડળી દિવસે દિવસ વૃદ્ધિ પામતી જાયછે. તે શિવાય બીજા પ્રકારનું કામ ઘણું થયું હતું, જેમકે પાદરી સાહેબો ગુજરાતી ભાષામાં પ્રવીણ થયા હતા, કંઈ કંઈ ચોપડીઓ છપાવવામાં આવી હતી, ધર્મ શાસ્ત્રનો તરજુમો કરવા વિષે ગોઠવણી થઈ હતી ને તે કામ ચાલવા માંડયું હતું. તે કામમાં અસલ ઉપદેશકોએ જે મહેનત કરી તે વિશેષ કહેવાય ને તેને લીધે આપણી તમામ મંડળીઓ તેમના આભારીઓ તો છે. વિશ્વાસી લોકો તેમની પોતાની સ્વભાષામાં ઈશ્વરની જીવનદાયક વાતો વાંચી શકેછે તેમાં તેઓ બધાને કેટલો લાભ થયો છે તે કહી શકાય એવું નથી. ભાઈઓ તથા બહેનો, પ્રભુનો ઉપકાર માનીને તે ઈશ્વરોક્ત શાસ્ત્રનો અભ્યાસ આપણે વત્તો કરવો, ને તેને આશ્રે આપણે પવિત્ર થવાને માટે

દિન પ્રતિ દિન પ્રયાસ કરવો જોઇએ. હવે લન્ડન મિશન તથા આપણા મિશનની વચ્ચે એટલો બધો સંબંધ છે કે તે મિશનની થોડી હકીકત હમારે આ વખતે કરવી જોઇએ. ૧૮૪૪ ની આખરે ક્લાર્કસન સાહેબ તથા ફ્લૌર સાહેબ સુરત મૂકીને વડોદરે આવ્યા ત્યાર પહેલાં ચરોત્તરના બેત્રણ માણસ તેઓ સાહેબોને મળવા સારૂ સુરત ગયા હતા. તેઓમાંનો ગીરધરભાઈ એક હતો. તેમના કહેવાથી સાહેબોને એવું માલમ પડવું કે, આણી પાર કેટલાએક ભાવિક લોક રહેછે કે જેઓ સુવાર્તા સાંભળવાને આતુર થયલા. તેથી સાહેબોને ઉત્તર ભણી આવવાનું મન થયું. દેઢ કે બે વર્ષ પછી ફ્લૌર સાહેબ માંદો પડીને વિલાયત ગયો ને ત્યાં ૧૮૪૭ માં તે ગુજરી ગયો. "મુસાફરની ચાલવાની વાર્તા" તે નામના પ્રખ્યાત પુસ્તકનો પહેલો તરજુમો તે સાહેબે કરેલો. શરીરની નબળાઈને લીધે એનાથી કાંઈ બીજું કામ થઈ શકતું નહતું માટે ખાટલામાં પડી રહીને એટલુંજ કર્યું એવું ટેલર સાહેબે મને કહેલું. ફ્લૌર સાહેબને ઠેકાણે મરનાર પિતા સમાન જે. વી. એસ. ટેલર સાહેબ મદ્રાસથી ગૂજરાતમાં આવ્યો ને ત્યાર પછી ક્લાર્કસન સાહેબે ને તેમણે જે જે કામ કર્યાં તેનું વર્ણન હમારે આ સભાની આગળ કરવાની વિશેષ જરૂર નથી, કેમકે આપણામાંના ઘણાખરા સભાસદો તે સંબંધી પૂરા વાકેફગાર છે. જ્યાં સુધી લોકોએ ધર્મ નથી સ્વીકાર્યો ને મંડળીઓ બંધાઈ નથી ત્યાં સુધી ઉપદેશકોને ભાષાના અભ્યાસને માટે, ચોપડીઓ રચવાને સારૂ, તથા મુલકમાં મુસાફરી કરવાને માટે ઘણી છૂટ હોયછે, માટે તે પ્રકારનાં કામોમાં બન્ને સાહેબો બહુ હોંસથી પડ્યા ને પરમેશ્વરે પોતાની કૃપાની વાતની સાક્ષી આપી. શહેરમાં તેમજ શહેર પાસેના ગામડાંઓમાં સુવાર્તા પ્રગટ થઈ, ને માનનારા પણ થયા. વળી બોરસદમાં, અંબાલીમાં, નારમાં, સોજીત્રામાં, ને ઘણા બીજા કસ્બાઓમાં તથા ગામડાંઓમાં ફરીને લોકો સાથે ઓળખાણ કહાડ્યું ને પ્રભુનો માર્ગ સિદ્ધ કરવાને માટે પૂરા ભાવથી મહેનત કરી. તે દહાડે આપણી મંડળીનો પાયો જાણે કે ખરેખરો મજબૂત નંખાયો ને જે જે લોક વિશ્વાસી થયા હતા તેઓમાંના કેટલાએક તેમની ઘણી અપૂર્ણતા છતાં આપણી મંડળીમાં શોભારૂપ કે સ્થંભરૂપ જેવા થયા, અને હજી પણ છે. દલાભાઈ, બેચરભાઈ, રામદાસ, ગંગારામ, ગંભીરભાઈ, ગીરધરભાઈ, અજુભાઈ, છગનલાલ, ખીમચંદ વગેરેનાં નામ આપણામાં મશહુર છે.

તે માનીતા ભાઈઓએ પ્રભુને નામે ને તેને લીધે જે જે વેઠ્યું ને મૂકી દીધું તેનો બદલો પ્રભુએ પોતાના વચન પ્રમાણે તેમને આપેલો, એટલે આ કાળમાં સોગણું ને આવનાર કાળમાં સર્વકાળનું જીવન. કાઠીઆવાડમાં ચાર કે પાંચ વર્ષે જે કામ થયું ને તેનું જે ફળ દેખાયું, ને એટલા વખતમાં ચરોત્તરમાં જે થયું, તે બે વાતનો મુકાબલો કરતાં આપણને માલમ પડેછે કે ત્યાંના કરતાં હ્યાં અધિક થયું. એટલી મુદ્દતમાં કાઠીઆવાડમાં વીસેક માણસે ધર્મ સ્વીકાર્યો હતો પણ એટલીજ મુદ્દતમાં ગુજરાતમાં આશ્રે ૧૨૦ માણસ ખ્રિસ્તી કહેવાયાં, ને આજ પર્યંત એમજ માલમ પડતું આવ્યું છે. રાજકોટની મંડળી નબળી હાલતમાં રહેલી છે તેનું મુખ્ય કારણ એ કે ત્યાંના મૂળ વિશ્વાસીઓએ ન્યાતનો સંબંધ કોઈ દહાડે બરાબર તોડયો નહિ. ઘણોખરો ભાગ તો ભીલ લોકનો હતો, ને તેઓમાં કોઈ કોઈ ખરા વિશ્વાસીઓ હતા એવી મને ખાત્રી છે, પરંતુ ઘણીજ વારે તેઓ જગફાંદામાં ફસી જતા હતા, કેટલાએક મટી ગયા, ને જે રહ્યા તેઓ દળદર મારે એવા તો નથી. ભીલ શિવાય ચાર કે પાંચ ચારણ હતા પણ તેઓ એવા ને એવા, તેઓ કુંઆડવા ગામના હતા, પણ ભીલોની માફક તેઓએ બે ધણીની સેવા કરવાનું કરચું તે તેઓથી થઈ શક્યું નહિ. રાજકોટમાં જાય ત્યારે ગ્લાસગો સાહેબની આગળ ખ્રિસ્તી જેવા પણ પોતાના ગામની અંદર ખરેખરા હિંદુ, તે કેમ નિભે? એ રીતે ૩૫ કે ૪૦ વર્ષથી આપણી મંડળીમાં તેમનું ઠામ ઠેકાણું નથી. પ્રભુએ તેમની દીવી ખસેડી એમ કહીએ તો ચાલે. છતાં રાજકોટ સ્ટેશન વિષે હમે આશાવંત છીએ. ત્યાંથી આપણો લોકપ્રિય ભાઈ ને બાલજ મંડળીનો પાળક, નથુભાઈ, નિકળ્યો. પરમેશ્વરે તેને કહાડયો, ને ત્યારબાદ મહેરબાન સ્કોટ સાહેબના વારામાં કેટલાએક બીજા માણસ ઉભાં થયાં છે કે જેના વિષે મોટી ઉમેદ રાખવામાં આવેછે. વળી ત્યાં ઈશ્વરસેવાને અર્થે શોભાયમાન મંદિર બંધાયું છે, ને ગયા નવેમ્બર માસમાં વડીલ સભા ત્યાં ભરાઈ ત્યારે ત્યાંનો દેખાવ જોઈને હમે સહુએ ખુશી થઈને પ્રભુનો ઉપકાર માન્યો. હાલમાં તે સ્ટેશનમાં ૫૮ માણસ ખ્રિસ્તી છે. પ્રભુ તેના સેવકોનું કામ સફળ કરીને તે નાની મંડળીની સંખ્યા બહુજ વધારે એવી પ્રાર્થના સદા કરીએ.

જેમ રાજકોટમાં તેમ ગોઘામાં કામ ધીમે ચાલ્યું છે કહેવાય, ને આજ સુધી, મારા જાણ્યા પ્રમાણે, ગોઘાના રહેવાસીઓમાંથી કોઈ ધર્મ સ્વીકારીને તેમાં ટકી રહ્યું નહિ. મકી સાહેબના વખતમાં એક બ્રાહ્મણ થયો ખરો, ને વળી બીટી સાહેબના વખતમાં બીજો પણ થયો, પણ બેહુએ વિનાશમાં પાછા હઠીને આત્માના તારણને

અર્થે વિશ્વાસ કીધો નહિ. પછી કહીએ તો કરેડાનું બીડ મિશનના હાથમાં આવ્યું ત્યાં સુધી ગોધા સ્ટેશનમાં વિશ્વાસીઓનો જમાવ નથી થયો. વાલિસ સાહેબે તથા બીટી સાહેબે ઘણી મહેનત કરીને તે જમીન લીધી, ને ગૂજરાતમાંથી લોકોને બોલાવીને વાલિસપૂર ગામ વસાવ્યું ત્યારપછી ત્યાંનું કામ જરા તાજું દેખાવા લાગ્યું ને હાલ ગોધા, વાલિસપૂર તથા ભાવનગરમાં બધાં મળીને ૧૯૦ ખ્રિસ્તી માણસની વસ્તી છે.

ચરોત્તરની વાત તો રહી ગઈ માટે તે જરા વિસ્તારથી ધ્યાનમાં લઈએ. ત્રણ વર્ષ સુધી વડોદરે મુકામ રાખ્યા પછી ત્યાંથી નિકળીને ટેલર સાહેબ તથા ક્લાર્કસન સાહેબ, કેટલાંએક ખ્રિસ્તી કુટુંબો સાથે લઈ, દેવાણ રહેવા ગયા. મહીકાંઠા મિશનના એક રીપોર્ટમાં તેનું કારણ એવું દરશાવેલું છે કે ત્યાંનાં હવા પાણી વધારે અનુકુળ પડે એવી આશા હતી; તે ગામમાં ને પાસેના ગામડાઓમાં કેટલાએક ભાવિક લોક હતા, ને વળી તે ગંગારામભાઈનું વતન હતું, તે કારણોથી દેવાણ જઈ રહેવાનો ઠરાવ થયો. ત્યાં જમીન લીધી, લોકોને સારૂ ઘરો બંધાયાં, કુઆ કર્યો વગેરે ને આસપાસ મિશનનું કામ સારૂં ચાલવા લાગ્યું. ભરૂચ જીલ્લામાં જંબુસર કરીને મોટું ગામ છે તેમાં નવું સ્ટેશન ઉઘાડવામાં આવ્યું, તેમજ ટુંકી મુદતની અંદર બોરસદમાં પણ મુકામ કાયમ કર્યો, ને ત્રણે ઠેકાણે બંગલાઓ બંધાયા. કારબલડ સાહેબ જંબુસરમાં રહેતો હતો, ને ક્લાકસન સાહેબ તથા ટેલર સાહેબ દેવાણ તથા બોરસદમાં રહેતા હતા. તે દહાડાઓમાં મિશનનું કામ જામ્યું કહેવાય અને વિશ્વાસીઓની સંખ્યામાં મોટો ઉમેરો થયો. પ્રથમના વિશ્વાસીઓ જરા કુળવાન જેવા હતા ને કંઈક વાર સુધી તેઓ સારા માલમ પડતા હતા, પણ છેવટે પાદરી સાહેબોને ખાત્રી થઈ કે એ લોક હજી બરાબર તુટયા નહિ પણ અંદર નાત રાખે છે. માટે એક વખતે ભોજનસંસ્કાર થવાનો હતો માટે, તેમની પરીક્ષા કરવા સારૂ, ક્લાર્કસન સાહેબ હાથમાં કાતર લઈ તેમની ચોટલીઓ કાપવા ઉભો થયો, ત્યારે તો તેઓ, પોતાને સર્વકાળનું જીવન પામવાને અયોગ્ય ઠરાવીને, નહાઠા; તેમનાં નામ ભુંસી નાખવામાં આવ્યાં, ને ફક્ત ચાર પાંચ કુટુંબો રહ્યાં. તે પ્રસંગે પ્રભુના સેવકોના મનમાં કેટલી દલગીરી થઈ હશે? ક્લાર્કસન સાહેબ ને ટેલર સાહેબે બારે રૂદન કરીને પ્રભુની આગળ વિલાપ કર્યો એવું ટેલર સાહેબે મને ઘણી વખતે કહેલું. હવે ત્યારથી કેટલાં ઘણાં વર્ષ વિતી ગયાં છે પણ આજે તે દિવસનો વિચાર ધ્યાનમાં આણીએ તોએ તો શું પ્રભુનો અત્યંત ઉપકાર માનવાનું કારણ નજરે આવતું નથી?

હા આવેછે. જો કાચાપોચા વિચાર રાખીને તે દહાડે એમનેએમ ચાલવા દિધું હોત તો કોણ જાણે શું ન થાત; પણ ઈશ્વરે પોતાના સેવકોને બુદ્ધિ આપીને તેમને હિમ્મત તથા દૃઢતા એવી પકડાવી કે તેઓએ એકદમ ઢોંગીઓને પ્રગટમાં લાવીને મંડળીમાંથી તેમનું મૂળ ઉખેડી નાંખ્યું ને તેમના ભુક્કા ઉડાવી દીધા, ને એ તેમના કાર્યથી એવું થયું છે કે અત્યારમાં જ્ઞાતિબંધનથી આપણી મંડળીમાં હમ પાળકોને કંઈ અડચણ પડતી નથી, કેમકે બધા લોકો સારીપેઠે સમજેછે કે તે વાત શાસ્ત્રવિરૂદ્ધ છે એટલુંજ નહિ પણ તે હમારી આગળ બીલકુલ ન ચાલે એમ પણ તેઓ સાફ જાણેછે. વારૂ, ઉપલાં કારણોથી ઊંચા વર્ગના લોકોમાં કામ અટકી ગયું ત્યારે ઢેડોમાં મિશનેરીઓ કામ ચલાવવા લાગ્યા, ને તે લોકમાંના ઘણા વિશ્વાસને આધીન થયા. તેમાં દેસાઈભાઈએ વિશેષ મહેનત કરી. જરા પણ જુદાપણું રાખ્યા વિના નાવલીમાં જઈને તેમનાં ઘરોમાં તે રહ્યા તે એવી આશાથી કે પહેલાં નોહોતરાયલા ન આવ્યા કે નાપસંદ જણાયા ત્યારે હરકોઈ રીતે તેના બાપનું ઘર ભરાય. ઢેડો વિશ્વાસી થયા ને મટી ગયા, થયા ને મટી ગયા, ને પ્રભુની કૃપાથી કેટલાએક ટક્યા, પણ આ પ્રસંગે હમારે કહેવું પડેછે કે ઢેડોમાં કે કોઈ બીજામાં હજી લગી કોઈની આશા પૂરી નથી થઈ. પાદરીઓ ઢેડ સાહેબો કહેવાયા, તેમાં શી ફીકર? લોક સુધરી ગયા હોત તો બસ, પણ ઘણીવારે કચરો ઘણો ને ખરો માલ થોડોજ દેખાયો છે, તેનું કારણ શું? એનું મુખ્ય કારણ એટલું કે લોકો જગતને તથા તેનાં ભુંડાં કામોને છોડતા નથી, વારંવાર તેઓ તેની ગમ ખેંચાયછે, પરીક્ષણમાં પડેછે, પાપમાં પડેછે, ને તે ગર્ભ ધરીને મોત ઉપજાવેછે. ગમે તેમ થયું હશે તે પાદરીઓનું મન જાણેછે, પણ જે રહ્યું તેને માટે હમે પ્રભુનો પાડ માનીએછીએ, ને બધાને ભલામણ કરીએછીએ કે હવેથી ચેતીને ચાલવું જોઈએ, ને કુતરો પોતાની ઓકની ગમ ને ધોએલી ભુંડણ કાદવમાં આળોટવા ફરેછે તેઓના જેવા કોઈ ન થાઓ ને તેમ ફરીથી કોઈ ન કરો. બોરસદમાં ને તેની આસપાસના ગામડાંઓમાં જે કામ થયું છે તે તમ સર્વેને માલમ છે. ત્યાંની મંડળીમાં બધાં મળીને ૬૦૪ આશરે છે. બોરસદની સાથે જંબુસર તથા દેવાણ સ્ટેશનો ઐરિશ મિશનના હાથમાં આવ્યાં. જંબુસરમાં હમારી તરફથી ઘણું કરીને કોઈ રહેવા ગયો નહિ, ત્યાંનો બંગલો વેચી નાખ્યો ને ત્યાંનું કામ છોડી દીધું. દેવાણ સ્ટેશનનું કામ જારી રાખવાનો ઠરાવ હતો ને કેટલીક વાર સુધી મુર સાહેબ ત્યાં રહ્યા ખરા. ત્યાંનાં ચારપાંચ કુટુંબો વિશ્વાસી થયાં ને પાસેના એક ગામમાંથી કોઈ કોઈ પણ થયા, પણ આગળ જતાં

વિશ્વાસીઓની વિશેષ વસ્તી બોરસદ ભણી થઇ, ને વળી, તે દહાડે બોરસદના સીમાડામાં જમીન મળે એવું હતું, ને દેવાણમાં રહેવાને માટે કોઇ પાદરી સાહેબ ન હતો, તે કારણોથી તે સ્ટેશન મૂકી દેવામાં આવ્યું. શાહાવાડીમાં વેલ્સ સાહેબે નવો બંગલો બંધાવ્યો તે વખતે દેવાણનો બંગલો તોડીને તેનો કાંઇ સામાન તેમાં ઘાલ્યો ને ત્યાર પછી વડીલ સભાના હુકમથી મરનાર ટેલર સાહેબે દેવાણમાંની મિશનની બધી મીલકત વેચી મારી ને એ રીતે તે જગ્યાની સાથે મિશનનો સંબંધ જાણે કે તુટયો. તેમાં હમે રાજી ન હતા પણ તેવામાં કામ ચલાવવાનું સાધન હમારી પાસે નહિ એટલે લાચાર થઇને એમ કરવું પડયું. ફરીથી આ મિશનમાં એવું ન થાય તો સારૂં. આપણે એક વાર કોઇ ઠેકાણે મુકામ રાખ્યો તો પછી ત્યાંથી નિકળવું તે જગતના દેખવામાં હારી ગયાના જેવું લાગેછે, માટે ગમેતેમ કરીને કામ બંધ કરવાને બદલે અધિક કરવું, ને પાછા હઠવાને ઠેકાણે આગળ વધવું જોઇએ.

૧૮૬૧ ની સાલમાં ગુજરાતના મુખ્ય શહેર અહમદાવાદમાં મિશનનું કામ સરૂ થયું. તે એમ થયું કે બોરસદ આગળ વિશ્વાસી લોકોની સંખ્યા વધારે થઇ હતી, અને તેની સાથે ત્યાં જમીનની ઘણી તંગાસ હતી ને તેથી કરીને ખેડુત લોકોને રળી ખાવાનું ફાવ્યું નહિ માટે બીજે કંઇ જવાની જરૂર પડી. ટેલર સાહેબે બેત્રણ ઠેકાણે લોકોને જમીન જોવા મોકલ્યા ને અંતે એમ થયું કે શાહાવાડીના સીમાડામાં પડતર જમીન ઘણી હતી તેને માટે સરકારને અરજી કરવાથી તે હાથમાં આવી ને રાણીપૂર ગામ વસાવવામાં આવ્યું. કેટલાંક વર્ષથી અહમદાવાદમાં મિશન સ્ટેશન રાખવાનો વિચાર હતો તે સમયે તે પાર પડયો. ૧૮૬૨ માં ૧૨ કુટંબો આવ્યાં તેમાંથી થોડી વારમાં બેત્રણ તુટીગયાં ને આશરે ૩૦ માણસ પરામાં રહ્યાં, તેઓ વધીને હાલમાં ૪૪૧ થઇ ગયાં. ગામમાં ૧૮૭૭ માં ઇશ્વરસેવાને અર્થે મંદિર બંધાયું. સરકાર તરફથી બે નિશાળ ચાલેછે, ને જો કે મંડળીની આબાદી જેવી જોઇએ એવી તો નથી તો પણ આશા છે કે પ્રભુ દયા કરશે ને તે ઠેકાણે ને તે લોકોમાં જે મહેનત થઇ તેનું ફળ વહેલું દેખાડશે. અહમદાવાદમાં મિશનની ઇમારતો જોવાલાયક છે. ૧૮૭૩–૭૪ માં બંગલો ને હૈસ્કુલનું મકાન બંધાયું તેમાં પોણા લાખ રૂપીઆ સુધીનો ખરચ થયો. અહમદાવાદ પછી આણંદ સ્ટેશન ઉઘાડવામાં આવ્યું. રે સાહેબે ૧૮૬૬ ના ડીસેમ્બર માસમાં બોરસદનો ચાર્જ લીધો એટલામાં આણંદ ભણી કોઇ કોઇ લોક ભાવિક દેખાયા. માટે દેસાઇભાઇને ત્યાં રહેવાને મોકલ્યો, ને તેની મહેનતથી તથા ઇશ્વરની કૃપાથી નાવલી, આણંદ, ગામડી,

અજબપૂર, કરમસદ વગેરે ગામોના ઢેડ લોક ફરી ઉપડયા, ને તેઓમાં તે વખતે કામ સારૂં ચાલ્યું. લોકોએ નિશાળની માગણી કરી માટે અનેક ઠેકાણે સાહેબે નિશાળો સ્થાપન કરી ને પોતાના મિત્રોમાં પૈસા ઉઘરાવીને ૧૮૬૯ માં જુના કંપૌન્ડમાં "સાન્ડસ ફીલ્ડ સ્કુલ" તથા લોકોના ઉપયોગને માટે બીજી કોટડીઓ બંધાવી. નિશાળનું આવું નામ રાખવાનું કારણ એટલુંજ હતું કે મુંબાઈનો એક ગૃહસ્થ, સાન્ડસ સાહેબ કરીને હતો, તેણે તે કામમાં રૂ. ૫૦૦) ની મદદ કરી હતી, ને લશ્કરનો એક અમલદાર કર્નલ ફીલ્ડ સાહેબ હતો, તેણે પણ રૂ. ૧૦૦) ની રકમ આપી, માટે તેઓના માનાર્થે નિશાળનું એવું નામ રે સાહેબે પાડચું. દેસાઈભાઈનું કામ પ્રભુએ સફળ કરયું ને બેત્રણ વર્ષમાં લોક ખ્રિસ્તી ધર્મ વિષે બહુ સારી લાગણી દેખાડવા લાગ્યા. ૧૮૭૦ માં વડીલ સભા બોરસદમાં થઈ હતી તે બરખાસ્ત થયા પછી રે સાહેબે તથા ડીકસન સાહેબે આણંદ જઈને પહેલાં ૪ જણોને બાપ્તિસ્મા આપ્યું. એ પ્રમાણે આણંદ મંડળીની મૂળ હકીકત. ત્યાર પછી છ વર્ષ લગી આણંદ બોરસદના પેટામાં ગણાતું હતું, પણ ત્યાંનું કામ વધવાના કારણથી વડીલ સભાએ તેને જુદું સ્ટેશન કરીને ૧૮૭૬ માં સિલીડી સાહેબને તેનો પહેલો મિશનેરી ઠરાવીને ત્યાં રહેવા મોકલ્યો. તે દિવસથી આજ સુધી તે ડીસ્ટ્રીક્ટમાં જે જે કામો થયાં છે તેનું વૃત્તાંત કામદારોના સાંભળતામાં કરવું તે મને યોગ્ય લાગતું નથી, ને વળી કરવાનું કાંઈ કારણ પણ નથી. કેમકે અહિંની મંડળી, બંગલાઓ, મંદિરો વગેરે જે જે થયાં છે તેઓ સ્મારકસ્તંભના કરતાં ઉત્તમ છે. પ્રભુનું વચન વેગે ચાલે ને લોકો તેની દયાનો અંગીકાર કરે તેના જેવી પ્રભુના ચાકરોને બીજી કઈ મોટા આનંદની વાત? કોઈ નહિ, "કેમકે મારી આશા, કે આનંદ, કે ઉલ્લાસનો મુગટ શું છે? શું આપણા પ્રભુ ઈસુ ખ્રિસ્તની આવવાની વેળામાં તેની આગળ તમેજ એ નથી? હા, તમે અમારો મહિમા તથા આનંદ છો." આણંદ સ્ટેશનના પહેલા રીપોર્ટથી જણાયછે કે ૧૩ વર્ષ પર સુમારે ૧૭૫ માણસ બાપ્તિસ્મા પામ્યાં હતાં, પણ આજ જોઈએ તો ૪૦૫ બાપ્તિસ્મી થયલાં માલમ પડેછે ને ઉમેદવાર સાથે વિશ્વાસીઓની સંખ્યા ૫૭૪ ની છે—એ પ્રમાણે પ્રભુએ તેના દાસોની મારફતે પોતાનું કામ ચલાવીને હિયાંની મંડળીને વૃદ્ધિ પમાડી છે માટે તેના નામની સ્તુતિ સદા હો, આમેન.

ભરૂચ તે મિશનનું સહુથી નવું સ્ટેશન છે. ૧૮૮૬ માં ત્યાં આગળ કામ સ્થાપવાની ગોઠવણી થઈ ને તે સાલની આખરે બીટી સાહેબ વિલાયતથી પાછો આવ્યો ત્યારે તેને ત્યાં રહેવાનો હુકમ થયો. ભરૂચમાં એક વર્ષ રહ્યા પછી તેને

અગતસર સુરત જવું પડ્યું ને મકાલ્લીસ સાહેબ રાજકોટથી આવીને તેને ઠેકાણે ત્યાં રહ્યો. તે સાહેબ બધા પાદરીઓથી જવાન હતો તે છતાં તેની બુદ્ધિ, તેની અક્કલ-હુશિયારી, પ્રભુના કામ વિષે તેની આસ્થા તથા આતુરતા, ને વળી કામ ચલાવવાની ચાલાકી એટલી બધી હતી કે તે જોઇને હમે સહુ તેને લીધે પરમેશ્વરનો મોટો ઉપકાર માનતા હતા. પરંતુ હમારૂં ધારવું તો એક ને ઇશ્વરને બીજું કરવાનું હતું, કેમકે સાહેબ ભાષામાં સારીપઠે પ્રવીણ થયો ને પોતાનું ઉત્તમ કામ કરવા વિષેનો અનુભવ મેળવ્યો હતો એટલામાં તાવે તેના પર ભારે હુમલો કર્યો ને તે દ્વારે તે ૧૮૮૯ ના સપ્ટેમ્બર માસની ૧૫ મી તારીખે આણંદમાં સ્વર્ગવાસી થયા. તેની કબર ત્યાંના મંદિરની પડખે છે ને તેમાંથી મોટા ગાજતો સ્વર આપણને એવું કહેતો નિકળેછે, કે "જ્યાં સુધી દહાડો છે ત્યાં સુધી જેણે મને મોકલ્યો છે તેનાં કામ કરવાં જરૂર છે; રાત આવેછે ત્યારે કોઇથી કામ કરાતું નથી." હજી ભરૂચના રહેવાસીઓમાંથી કોઇએ ધર્મ સ્વીકાર્યો નથી, પણ ત્યાં બીજા સ્ટેશનોથી જઇ રહેલા ૨૭ વિશ્વાસી માણસની વસ્તી છે.

હવે જૂદા જૂદા સ્ટેશનોમાં રહેનારા વિશ્વાસીઓની સંખ્યા દેખાડી છે, તેનો સરવાળો કરીએ તો જુમલે ૨૧૪૯નો આંકડો નિકળેછે. કદાપિ કોઇ ધારે કે ૫૦ વર્ષના કામના તથા ખરચના પ્રમાણમાં એ પરિણામ હલકું કહેવાય, તો હમારા ધાર્યા પ્રમાણે એમ ગણવું વ્યાજબી નથી; કેમકે એટલું બધું કામ કર્યાથી ને એટલો બધો ખરચ થવાથી ફકત એકજ માણસનો આત્મા વિનાશથી બચ્યો હોય તો મહેનત અમથી ન થઇ ને રૂપીઆ વબ્યા તેમાં સંદેહ નથી. શું પવિત્ર શાસ્ત્રમાં લખેલું નથી કે "જો કોઇ માણસ આખું જગત મેળવે ને પોતાના આત્માની હાનિ પામે તો તેને શો લાભ? અથવા માણસ પોતાના જીવને બદલે શું આપશે?" વળી મિશનના આરંભથી આજ સુધી કેટલાં માણસો તારનારપરના વિશ્વાસમાં મરણ પામ્યાં છે તેનો વિચાર કરો. ઓછામાં ઓછાં દોઢ કે બે હજાર ખ્રિસ્તમાં મુઆં હશે ને તેઓમાંનાં ઘણાંના વિષે એવી આશા રાખવામાં આવેછે કે ઇસુનો હાથ પકડીને—તેની છાતીએ અઢેલીને તેઓ મૃત્યુરૂપી નદને જયજયકાર કરીને પાર પડ્યાં. શું તેઓને લીધે આપણે દયાળુ ત્રાતાની ઉપકારસ્તુતિ કરવી નહિ? ને તેઓ પ્રભુના ધામમાં પોહોંચ્યાં ત્યારે શું તેઓને લીધે આકાશી ફોજોમાં આનંદનો શબ્દ ગાજી ન રહ્યો? હા, તેઓ તેમના જેવા સંપૂર્ણ થયેલા ભકતોની સાથે મળીને રાજ્યાસન પર જે હલવાન બેઠેલા છે તેનું સ્તવન નિરંતર કર્યા કરેછે, ને આપણે જો તેમની પઠે વિશ્વાસમાં સ્થિર રહીને અંત લગી તારનારનાં પગલાંમાં ચાલીએ તો આપણે પણ

ફરીથી તેમને નજરેનજર દેખીશું ને અહોનિશ સર્વકાળ સુધી તેમની પવિત્ર સેવામાં સામેલ થઈશું. તે દહાડા સુધી આપણે સુવાર્તાના કારભારમાં વિશ્વાસુ જણાઈએ માટે જાગતા થઈને પ્રાર્થનાને સારૂ તત્પર રહેવું.

હવે કેટલાંક વર્ષ પર મિશનની એક શાખા, જેને "ઝનાના મિશન" કહેછે, તે નિકળી; તે વિષે આ પ્રસંગે થોડું કહેવું જોઈએ. ૧૮૭૩માં એવી શાખા સ્થાપન કરવાનો વિચાર મિશનના મુખ્ય સેક્રેટરી સ્ટીવન્સન સાહેબના મનમાં ઉત્પન્ન થયો. ત્યાર પહેલાં બીજા મિશનોમાં ઘણા વખતથી તે જાતનું કામ ચાલતું હતું ને સ્ટીવન્સન સાહેબને એવું લાગ્યું કે જો આપણામાં પણ ચાલે તો સારૂં. માટે મંડળીઓને સમજુતી પાડીને તેણે ૧૮૭૪માં આ નવું કામ આરંભ્યું ને તેજ વર્ષની આખરે મિસ બ્રૌન પહેલી લેડી મિશનેરી થઈને આ દેશમાં આવ્યાં. તે માનવંતાં બાઈએ સુરત તથા બોરસદમાં રહીને જે કામ કર્યું તે આપણે જાણીએછીએ. તેમજ પાછળથી આવેલાં લેડી મિશનેરીઓએ કાંઈ ઓછું કર્યું છે તે ન કહેવાય. ઝનાના મિશન સ્થાપવાની મતલબ એટલીજ હતી કે, વિલાયતી મંડળીઓમાંની સ્ત્રીઓ મિશનના કામમાં મદદ કરવા લાગે, ને આ દેશમાં રહેનારી તેમની બહેનોને તેઓ કાંઈ આત્મિક દાન પમાડવાને માટે મહેનત કરે. ને અત્યારલગી જે કામ થયું છે તે જોયાથી હરકોઈને ખાત્રી થશે કે મૂળ અર્થ તો પાર પડવા પર આવ્યો છે. સુરતમાં, અહમદાબાદમાં, તથા બોરસદમાં દુઃખિત દરદીઓને સારીપેઠે દવાપાણી કરવામાં આવ્યું છે તેથી તેમને મોટો લાભ થયો છે, પણ અવિશ્વાસીઓની છોડીઓને ભણાવવાને માટે કન્યાશાળાઓ ઉઘાડવામાં ને તેમની દેખરેખ રાખવામાં લેડી મિશનેરીઓએ વિશેષ મજુરી કરી છે ને તેમની મહેનત પ્રભુએ સફળ કરી છે. આ કામ બાબત મને પૂરો અનુભવ છે કારણ કે ૧૮૬૮માં હું મિશનમાં દાખલ થયો ત્યારે ફક્ત એકજ એવી કન્યાશાળા ચાલતી હતી, તે રાજકોટમાં વેલ્સ સાહેબે ચલાવી હતી ને તેમાં અઢાર કે વીસ છોડીઓ ભણતી હતી. ત્યાર પહેલાં વિશ્વાસીઓની છોડીઓને વિદ્યાભ્યાસ કરાવવાને માટે જુદા જુદા સ્ટેશનોમાં યોગ્ય બંદોબસ્ત થયો હતો ને તેમાં પાદરી સાહેબોનાં મડમોએ સારી મદદ કરી હતી; પણ ઝનાના મિશન સ્થાપન થયું ત્યારેજ કામ કેટલું ઘણું વધ્યું તે નિચે લખેલી વાત પરથી સારૂ સમજાશે. ૧૮૭૦ના વાર્ષિક રીપોર્ટથી માલમ પડેછે કે તે વખતે મિશન ખાતામાં ૪ કન્યાશાળા હતી ને તેઓમાં ૫૭ ખ્રિસ્તી છોડીઓ ને ૩૯ જગતની શીખતી હતી. બધી મળીને ૯૬ છોડીઓ મિશન સ્કુલોમાં હતી. ૧૮૮૦માં ૮

નિશાળો ચાલતી હતી તેમાં ૧૦૦ ખ્રિસ્તી ને ૨૫૪ જગતની છોકરીઓ ભણતી હતી, પણ ૧૮૯૯ના રીપોર્ટથી જણાયછે કે હાલ મિશનમાં અઢાર વરનાક્યુલર કન્યાશાળાઓ છે ને એક હૈસ્કુલ પણ છે કે જેમાં ૧૬૨ ખ્રિસ્તી છોકરીઓ ને ૧૧૦૦ જગતની છોકરીઓ અભ્યાસ કરેછે. એટલે ૨૦ વર્ષમાં ૫૬ નો આંકડો ૧૨૬૨ નો થયો છે. તે સ્તુતિપાત્ર કામ જનાના મિશનના પૈસાથી ને લેડી મિશનેરીઓની મહેનતમજુરીથી થયું છે. તે જોઈને હમ સર્વનાં મનમાં મોટો હર્ષ ઉપજ્યો છે.

હવે આ ભાષણ સમાપ્ત કરવું જોઈએ. ઘણી કહેવા જેવી વાતો તો રહીગઈ છે તે હું જાણુંછું પણ થોડા વખતમાં બધું જે કહેવાનું તે તો ન કહેવાય. છેલ્લું હું એટલું કહેવાને રજા માગુંછુ કે તમ વિશ્વાસીઓને માટે જે જે કરવામાં આવ્યું છે, ને તે કરવાથી તમોને ને તમારાં છોકરાંને જે લાભ થયો છે તેને માટે તમારે પ્રભુનો મોટો આભાર માનવો જોઈએ. ને વળી પરદેશના લોકોએ પૈસાની ભારે રકમ ખરચીને તમારામાં કામ ચલાવ્યું છે, પણ હવેથી તમ પોતામાં ને તમારા જાતિભાઈઓમા તમારાથી કે તમારી તરફથી કાંઈ કામ ચાલે એવી ગોઠવણી આ વખતે જરૂર થવી જોઈએ. તમે ન જાણો કે યુરોપિયનોથી આ દેશમાં બધે ઠેકાણે ઈસુની સુવાર્તા ફેલાઈ જશે. તેમાં તમારી પૂરી મદદ પણ જોઈએ છે ને તે શુભ કામમાં હિયાં જે ભાઈઓ એકઠા થયા છે તેઓ પાછા ન પડશે એવી હું આશા રાખુંછું. ભવિષ્ય વિષે આપણે સહુ આશાવંત થઈએ. પ્રભુની વાત બંધાતી નથી ને તેના મુખમાંથી જે વચન નિકળ્યું છે તે જે તેણે ચાહ્યું તે કર્યા વિના, ને જે વિષે તેણે તે મોકલ્યું હતું તેમાં સફળ થયા વિના તે અમથું તેની પાસે પાછું આવશે નહિ. હાલ વિશ્વાસી લોકો તો થોડાજ છે પણ દહાડે દહાડે તેમની સંખ્યા વધતી જાયછે ને ઈશ્વર બાપ વિદેશીઓ ખ્રિસ્તનું વતન કરી દેશે ને પૃથ્વીની સીમ તેનો વારસો ત્યાં સુધી આ કામ અટકી પડવાનું નથી. ત્રીએક પરમેશ્વર, બાપ, પુત્ર ને પવિત્ર આત્મા સદા જીવતો રહેછે, તે આપણામાં ને આપણી સાથે છે, ને આપણે ઘારીએછીએ તે કરતાં વહેલાં પૃથ્વીના સઘળા છેડાઓ તેનું તારણ જોશે. માટે, "ઓ નાની ટોળી, બીહી મા, કેમકે તમને રાજ્ય આપવાને માટે તમારો બાપ પ્રસન્ન છે."

R. Gillespie.